


# અરૂણોદય.

નાટકનાં ગાયનો તથા ટુંકસાર.

— શ્રી —



## લક્ષ્મીકાન્ત નાટક સમાજ



છપાવી પ્રસિદ્ધ કરનાર,
**ચંદુલાલ હરગોવનદાસ શાહ.**
માલેક:—શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.
હાલ મુકામ:—ગ્રાંટરોડ વિક્ટોરીઆ થીએટર મુંબઈ

સુરત ભાગાતળાવ રોડ ઉપર આવેલા મારીઆ
શ્રી. પ્રેસમાં કંચનલાલ ચુનીલાલે છાપાં

કીંમત ૪ આના.

॥ ॐ ॥

॥ तत्सत् परमात्मने नमः ॥

# અરૂણોદય

નાટકનાં ગાયનો અને ટુંકસાર.

રચનાર.

પ્રભુલાલ દયારામ દ્વિવેદી.

ડાયરેકટર.

મુળચંદ વલ્લભ નાયક.

## શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ

છપાવી પ્રસિદ્ધ કરનાર.

ચંદુલાલ હરગોવનદાસ શાહ.

માલેક—શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.

હાલ મુકામ:—ગ્રાંટરોડ વિક્ટોરીઆ થીએટર, મુંબઈ.

આવૃત્તિ ૧લી ) સને ૧૯૨૧ ( પ્રત ૫૦૦૦

કીમ્મત ચાર આના.

# બે બોલ.



આધુનિક લોકરૂચીને અનુસરતું 'શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ' નું આ નવું નાટક, એક કલ્પિત વસ્તુ ઉપજાવી તેમાં હિન્દુ સમાજમાં ઘર કરી રહેલા કુધારાઓ, ગ્રામ્ય જીવનમાં રહેલી સરળતા અને પવીત્રતા, દ્રવ્યના ઉપાસકોની સ્વાર્થ વૃત્તિ અને ચોતરફ પ્રકટી રહેલું નવીન ચૈતન્ય ઇત્યાદિ વિષયોનો મારી અલ્પમતિ અનુસાર સમાવેશ કરી પ્રેક્ષક વર્ગ સમક્ષ રજુ કરૂં છું અને આશા રાખું છું કે તેમાં જણાતા દોષો તરફ ક્ષમતા દર્શાવી સુજ્ઞ પ્રેક્ષક મહાશયો હંસવૃતિથી અવલોકન કરશે અને તેમના હૃદય આનંદિત થશે તો હું મારો પ્રયત્ન સફળ માનીશ.

આ નાટકની કવિતાઓ રચવામાં મારા મિત્ર રા. **રઘુનાથ ત્રીભોવનદાસ બ્રહ્મભટ્ટે** જે મદદ કરી છે તે માટે તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું. આ કંપનીના ડાયરેકટર રા. **મુળચંદ વલ્લભ નાયકની** સેવાવૃત્તિ સર્વને સુવિદિત છે. તેમણે પણ મારા આ પ્રયાસને સફળ કરવામાં જે સહાયતા આપી છે તે માટે તેમનો પણ આભારી છું અને ઇચ્છું છું કે તેમને હાથે તૈયાર થયેલું આ નાટક પણ તેમનાં પહેલાનાં નાટકો માફક આદર ને પાત્ર થાય અને જનસમાજને રૂચીકર થાય એવાં નવાં નાટકો ભજવવાનો તેમનો ઉત્સાહ વૃદ્ધિ પામતો રહે.

આ નાટકને શોભાવવામાં યોગ્ય ખરચ કરી આ નાટક સમાજના માલીક રા. **ચંદુલાલ હરગોવનદાસ શાહ** અને રા. **વાડીલાલ હરગોવનદાસ શાહે** જે પરિશ્રમ લીધો છે તે માટે તેમનો અંતઃકરણ પૂર્વક આભારી છું.

વિક્ટોરીયા થીએટર
**મુંબઇ.**
તા૦ ૪-૬-૨૧.

**લેખક.**
**પ્રભુલાલ દયારામ દ્વિવેદી.**



# અરૂણોદય

## નાટકનાં મુખ્ય પાત્રો.



## પુરૂષ વર્ગ



સુંદરદાસ .... ....એક વૃદ્ધ જમીનદાર.
લોકનાથ .... ....તેનો કારભારી પણ પ્રપંચથી બની બેઠેલો જમીનદાર.
વિનાયકરાય .... ....લોકનાથનો કારભારી.
મનોહરદાસ .... ....સુંદરદાસનો પુત્ર, જમીનદારીનો ખરો માલીક.
અનવર .... ....સુંદરદાસનો વફાદાર નોકર.
ગુણવંત .... ....એક સ્વદેશાભિમાની ડૉકટર.
લાખોજી .... ....ખેતીનો ધંધો કરનાર રજપૂત, ખેડુતોનો મુખી
રસીકલાલ .... ...ગુણવંતનો કમ્પાઉન્ડર.
અનંત અને સરોજ....પાડોશીના છોકરાઓ.

ઉપરાંત—ખેડુતો, નાગરિકો, પટાવાળાઓ, ફોજદાર, જેલર, સીપાઇઓ, કલાર્ક, સુબાસાહેબ ઇત્યાદિ.

## સ્ત્રી વર્ગ

મનોરમા .... ...લોકનાથની પુત્રી, ગામડીઆ મનોહરની પત્ની.

શારદા .... ...વિનાયકરાયની પુત્રી, ગુણવંતની પ્રિયતમા.

સુરગંગા .... ....વિનાયકની પત્ની.

રસીકા .... ....રસીકલાલની પત્ની.

ઉપરાંત—કુમારિકાઓ, નાચનારીઓ, વિધવાઓ ઇત્યાદિ

શ્રી

# અરૂણોદય

## નાટકનો ટુંકસાર.



## અંક પહેલો.

મંગળાચરણ અને વસ્તુ સૂચન—એક વૃદ્ધ જમીનદારની મીલકત મેળવવાના લોભે તેનો કારભારી લોકનાથ પોતાની નાની કન્યાના જમીનદારના બાળક પુત્ર સાથે લગ્ન કરી આપે છે જેથી મૃત્યુ શય્યામાં પડેલો જમીનદાર તેનો પુત્ર અને સંપત્તિ એક વફાદાર નોકરની શાક્ષીએ લોકનાથને સુપ્રત કરે છે. પછીથી જમીનદારનું અવસાન.

પછીનો વૃત્તાંત—જમીનદારના સ્વર્ગવાસ પછી લોકનાથ પોતેજ જમીનદાર થવા માટે ભીષણ પ્રયત્નો કરે છે. વિનાયક નામના એક ખટપટીયાને કારભારી બનાવી ખેડુતોપર ત્રાસ વર્તાવી આવક વધારે છે અને લાગવગ લગાડી યુક્તિ પ્રયુક્તિથી કેટલેક અંશે પોતાના પ્રયત્નમાં ફળીભૂત થાય છે. મનોરમાને વિદ્યાભ્યાસ કરવા બહારગામ મોકલી દે છે અને મનોહર મોટી ઉમ્મરે સમો ન થાય એટલા માટે લોકનાથ તેને વધારે અભ્યાસ કરવા

દેતો નથી કોઇ પણ કામમાં આગળ વધવા દેતો નથી અને પુત્રીનું ભાવી અંધકારમય કરી જમાઇને જંગલી ગામડીયા જેવો રાખે છે. પરંતુ સ્વભાવનો સરળ છતાં બુદ્ધિનો ચપળ મનોહર માને છે કે લોકનાથ અપુત્ર છે એટલે ભવિષ્યમાં પોતાનો હક પોતાનેજ મળશે એટલે લોકનાથની ઇચ્છાને આધીન રહી ગ્રામ્ય સેવક બની ખેડુતો નું ભલું કરવું એજ પોતાનું કર્તવ્ય માની રહ્યો છે, બીજી તરફ મનોરમા વિદ્યાલયમાં ઉચ્ચ શીક્ષણ મેળવી રહી છે તે તેનો પતિ પણ તેની માફક સુશિક્ષિતજ થશે એમ ધારી ગૃહસંસાર આદર્શ બનાવવાના ઉત્સાહમાં સંપૂર્ણ વિદ્યાભ્યાસ કરી દેશ વિદેશની મુસાફરી કરી કેટલેક વર્ષે પોતાને વતન પાછી આવે છે ત્યાંથી **નાટ્ય પ્રયોગનો પ્રારંભ.**

પ્રવેશ પહેલો—કન્યાશાળામાંથી આવતી કન્યાઓ અને અચાનક આવી ચડેલા ગુણવંત વચ્ચે સ્ત્રી કેળવણી સંબંધી ચર્ચા, બાદ કન્યાઓનું મેળાવડામાં જવું તેમાંથી બ્હાનું કરી રોકાઈ રહેલી શારદા અને ગુણવંતનાં સ્નેહ બંધન.

પ્રવેશ બીજો—મનોરમાના સ્વાગત માટે ભરાયેલા મેળાવડામાં કર ઓછા કરવાની અરજ કરવા આવેલા ખેડુતોને મગરૂર વિનાયક ધક્કા મારી કઢી મુકવા માંગે છે પણ મનોહર વચ્ચે પડી તેની દુષ્ટતા ઉઘાડી પાડવાની ધમકી આપી એક વરસના કર માફ કરાવે છે, પછીથી લોકનાથ અને મનોરમાનું આગમન, સ્વાગત અને મુખ્ય નાગરિકોનું ઓળખાણ, તેમાં ગામડીયા મનોહરને પતિ

તરીકે ઓળખી મનોરમાનો પરિતાપ, બાળલગ્નની નિન્દા અને હતાશ થઇ મેળાવડામાંથી ચાલી જવું. બાદ નૃત્યગાન વીગેરે.

પ્રવેશ ત્રીજો—મનોરમાના સ્વામી થવા માટે મનોહરને છેકજ નાલાયક ગણી પાડોશીના છોકરાઓ તેની મશ્કરી કરે છે જેથી મનોહરના સ્ત્રી વશ કરવાના મનસુબા તેમાં ડોઢ ડાહ્યા રસીકલાલ ની સલાહ, સભ્યતાનું શિક્ષણ અને મનોહરનો ગ્રામ્ય જીવનપર પ્રેમ.

પ્રવેશ ચોથો—લોકનાથે અધર્મથી મેળવેલી મીલકત પચાવી પાડવાના વિચાર કરતો વિનાયક તે વૃદ્ધને પોતાની કન્યા પરણાવવા નું વચન આપી વિશ્વાસ મેળવી બધો ભેદ જાણી લે છે અને બન્ને સાથે મળી કોઇ પણ પ્રકારે મનોહરનું અનિષ્ટ કરવાનો નિશ્ચય કરે છે તેમાં વૃદ્ધ નોકર અનવરનો અવરોધ, પોતાના માલીક તરફ વફાદારી અને લાલચનો તિરસ્કાર પણ આખરે એ બન્ને કપટી ઓની જાળમાં ફસાઇ વૃદ્ધ નોકર વગર ગુન્હે કેદ.

પ્રવેશ પાંચમો—માનસીક દુઃખોથી પીડાતી મનોરમા આગળ ગ્રામ્ય કુમારીકાઓનો વિનોદ ત્યાં ડોકટરનું તબીયત જોવા આવવું, થોડીવારે મનોહર પણ આવે છે અને ઉછીની લીધેલી સભ્યતા બતાવતાં મૂર્ખ બની જાય છે; જેથી મનોરમા તેનું અપમાન કરે છે અને ગમે તેવો પણ પતિ તેનુ અપમાન ન કરવાની ગુણવંતની શીખામણ તુચ્છકારી મનોહરનો તિરસ્કાર કરે છે, પરિણામે પતિ પત્નીનું વાક્ યુદ્ધ અને બાળ લગનના પરિણામે દંપત્ય પ્રેમને બદલે ભયંકર કલેશ.

પ્રવેશ છઠો—વિનાયકનો વિચાર શારદાને વૃદ્ધ લોકનાથ સાથે પરણાવવાનો હોવાથી શારદા ગુણવંત પાસે આશ્રય માંગવા આવી છે ત્યાં વિનાયકરાય આવી ગુણવંતને ખોટી ધમકીઓ આપે છે પણ વિનાયકની પત્ની સુરગંગા વચ્ચે પડવાથી વિનાયક લાચાર થઈ ચાલી જાય છે. બાદ સુરગંગાને હાથે શારદા ગુણવંતનો હસ્ત મેળાપ અને પ્રેમી દંપત્તિનો આનંદ.

પ્રવેશ સાતમો—વિનાયકરાય માફ કરેલા કર વેરા વસુલ કરવા આવ્યો છે અને ખેડુતોને ખાવા જેટલું પણ બાકી ન રાખતાં તમામ અનાજ જપ્ત કરવા માંગે છે તે આપવા ખેડુતોની આનાકાની, પરિણામે તકરાર, બીમારની સારવાર માટે આવેલા ગુણવંતની તોફાન ન કરવાની શીખામણ, વિનાયકની આપ મુખત્યારી અને મનોહર ખેડુતોની વ્હારે આવી લાગતાં ખેડુતોનો બચાવ.



# અંક બીજો.



પ્રવેશ પહેલો—પોતાનો ભેદ જાણી જવાથી અને જ્યાં ત્યાં ઉદ્ધતાઇ બતાવવાથી વિનાયક લોકનાથને ભારે પડી ગયો છે જેથી તેનો ઘાટ ઘડવા વીચાર કરે છે પણ .વિનાયકની ચાલાકીથી તે પોતેજ પોતાની જાળમાં ફસાઇ જાય છે અને આખરે વિષ પાન કરી આત્મ હત્યા કરવી પડે છે :એ રીતે લોકનાથને તેના કર્મનું ફળ અને કુદરતનો ઇન્સાફ !

પ્રવેશ બીજો—લોકનાથના મૃત્યુથી નિરંકુશ બનેલો વિનાયક ખોટું વીલ બનાવી મીલકતનો ભોકતા થવા માટે મનોરમા પાસે પુનર્લગ્ન ની માગણી કરે છે પરંતુ આર્ય સંસ્કૃતિના અભિમાનવાળી મનોરમા તે માગણી તિરસ્કારી કાઢે છે, તેનાપર વિનાયકનો જોર જુલમ પણ ક્રોધે ભરાયલો મનોહર આવી લાગતાં માન ભંગ અને પલાયન પાછીથી ઉપકાર વશ થયેલી મનોરમાની મનોહર તરફ કંઈક લાગણી અને દુઃખી થતાં દંપતિના હૃદયોદ્‌ગાર.

પ્રવેશ ત્રીજો—કેદ કરેલા અનવરને વિનાયક પોતાના પક્ષમાં લેવા માટે અનેક પ્રકારે ત્રાસ આપે છે છતાં તે વફાદારી છોડતો નથી જેથી વિનાયક તેનાં બે નાનાં બચ્ચાંઓનું ખૂન કરવાની ધમકી આપી ચાલ્યો જાય છે, તે ધમકીથી અનવર લગભગ ગાંડા જેવો બની ગયો છે તેને પોલીસ અમલદાર મેડહાઉસમાં મોકલવા માંગે છે પણ તેની તપાસ માટે ડૉક્ટર ગુણવંત આવી લાગતાં

વિનાયકની નીચતા ઉઘાડી પાડે છે અને અનવર નિર્દોષ કરી છુટો થાય છે

પ્રવેશ ચોથો—શારદા અને તેની બ્હેનપણીઓ અને ગુણવંત નો વિનોદ, રસીકલાલની મૂર્ખતા અને રસીકાની ઉચ્છૃંખલતા, બાદ સુરગંગાની સલાહથી અને સાચું વીલ મેળવી આપવાની કબુલાતથી વિનાયકને મ્હાત કરવા ગુણવંતનો નિશ્ચય. પછીથી અનવરના બે બાળકો જે તેની ગેરહાજરીમાં ગુણવંતે સંભાળથી પોતાને ત્યાં રાખ્યાં છે તે નાનાં ભાઇ બ્હેન અને અનવરનું હૃદયદ્રાવક મીલન અને ગંભીર ભાવનામય પવીત્ર બાલ ચેષ્ટા.

પ્રવેશ પાંચમો—રસીકલાલનો ગૃહસંસાર. બાદ મનોરમાનો પ્રેમ મેળવવાની મનોહરની સફળ યુક્તિ. એક છોકરાને બૈરીનાં કપડાં પહેરાવી મનોહર તેની સાથે લગ્ન કરવાનો દેખાવ કરે છે તે મનોરમાથી સહી શકાતું નથી કારણકે હવે તેને મનોહર તરફ તિરસ્કાર નથી જેથી તે મનોહરને બીજીવાર લગ્ન કરતો અટકાવી તેની સાથે રહેવા કબુલ થાય છે અને એ વિચિત્ર જોડામાં કાંઇક સ્નેહનો રંગ જામે છે ત્યાં વિનાયક આવી મનોહરને કેદ પકડાવે છે તેને કોઇપણ પ્રયત્ને છોડાવવા મનોરમાનો નિશ્ચય

પ્રવેશ છઠો—વિનાયકરાયના જુલ્માટ સંબંધી . ખેડુતોની સુબા સાહેબ પાસે ફરિયાદ, ગુન્હાઓની તપાસ, તેમાં તેની અધમતા સાબીત કરનારા અનેક સાક્ષી પુરાવા મળતાં તેને કેદ કરવાનો હુકમ ત્યાં પણ તેની ઉદ્ધતાઇ, સાચું વીલ ચોરી લાવનાર સુરગંગા અને ગુણવંતને મારવા ધસી જાય છે જેથી પહેરેગીરના ગોળી બ્હારથી વિનાયકનો દેહાન્ત.

# અંક ત્રીજો.



પ્રવેશ પહેલો—વિનાયકના સ્વર્ગવાસથી વિરક્ત બની પોતાની મીલકતનો સદુપયોગ કરી સુરગંગાએ વિધવાશ્રમ સ્થાપ્યો છે અને અનેક નિરાધાર અબળાઓને આશ્રય આપી કાંતવા વણવાનું શીખવી રહી છે તેમાં મનોરમા શારદાની સહાયતા, એક બાળવિધવા ના દુઃખનો ચિતાર અને કર્તવ્યનો ઉપદેશ.

પ્રવેશ બીજો—પોતાનાં દુઃખો દૂર થવાથી આનંદમાં આવી ગયેલા ખેડુતો જેમાં ઘણા ખરા રજપુતો છે તે બધા પોતાના મુખી પાસેથી પૈસા મેળવી તે પૈસા વડે દારૂ પીવા જાય છે તેને ગુણવંત અટકાવે છે અને દારૂના દુર્ગુણો સમજાવી દારૂ ન પીવાનો ઉપદેશ આપે છે.

પ્રવેશ ત્રીજો - રસીકલાલનું એક ઘર આગથી બળી ગયુ છે તેની વીમા કંપની તરફથી તપાસ; તેમાં વિનોદી મનોહરદાસની શાક્ષી અને પરિણામ રસીકલાલના લાભમાં આવવાથી રસીકલાલ અને રસીકાનો આનંદ.

પ્રવેશ ચોથો—મનોહર જમીનદાર થયો તેના માનમાં ભરવા માં આવેલો મેળાવડો, પ્રમુખપદે મનોહરદાસ, ગ્રામ્યભાષામાં પણ તેના ઉન્નત વિચાર અને વારસામાં મળેલી લાખોની દોલત જે લોકનાથ અને તેના પિતા સુંદરદાસે અધર્મથી એકઠી કરી છે તે દોલત જાગીરમાં વસતા રંક પ્રજાજનો અને ખેડુતોની આબાદીમાં ખરચવાનો નિશ્ચય, તે જોઈ સદ્દગુણોને ચાહનારી મનોરમાને તેના

તરફ પૂજ્યભાવ બંધાય છે, શુદ્ધ હૃદયથી તેને ચાહે છે અને વિદ્યાના અભિમાનમાં એક વખત તેના કરેલા તિરસ્કારની માફી માગે છે. એ રીતે આદર્શ ગ્રામ્ય જીવનનો વિજય અને જાગૃતિ તથા ઉત્સાહ પ્રકટાવનાર પ્રસંગમાં નાટકની પુર્ણાહુતિ.

## સમાપ્ત

## નાટકકારોને ચેતવણી

અને

## વેપારીઓને ભલામણ.

**આરીના મશીનોથી ભરતકામ થયું એટલેજ આરીનું ભરતકામ સમજવું શું ?**

કેટલાક લેભાગુ નોકર વર્ગ મશીનો લઇ પોતાની ઓરડીમાં જેવું તેવું કામ ભરડી નાંખી કેટલાક નાટકવાળાઓના અને વેપારીઓના પુરા પૈસા ખરચવા છતાં દીલ દુખાવ્યા છે તો એવા ફુટકળીઆથી સાવચેત રહેવાની ભલામણ કરવામાં અમે અમારી ફરજ બજાવવી સમજીએ છીએ.

"દીલાવર સાડી" ઓમાં પણ તેના જેવાજ નકલી બુટાઓ ભરી "દીલાવર સાડી"ના નામે વેપારીઓ ગ્રાહકોને ઠગે છે માટે સાડીના છેડા ઉપર "દીલાવર સાડી"નો ટ્રેડ માર્ક તપાસીને લેવી.

**આરીના ભરતકામના પહેલા એક્ષપર્ટ અને "દીલાવર સાડી"ના સોલ એજંટ.**

## પારી॰ નાનાલાલ ગોવરધનદાસ.

ઠે॰ (૧) કેથેડ્રલ સ્ટ્રીટ, ભુલેશ્વર પોષ્ટ નં॰ ૨

(૨) પારેખ હોસ્પીટાલ સામે પોષ્ટ નં॰ ૪

(૩) ટ્રામ જંકશન, ભીંડીબજાર પોષ્ટ નં॰ ૯

મુંબઈ.

શ્રી ગણેશાયનમઃ

શ્રી

# અરૂણોદય.

## નાટકનાં ગાયનો.



### મંગળાચરણ.

ઇન્દુ મૌલી તનય શરણ,
વિઘ્નહરણ! શાન્તિકરણ શુભ્ર ચરણ ગૌરવરણ—
અષ્ટ મહા સિદ્ધિ નિધિ નવને પલકમાં આપતા;
ભવતાપ પાપ અમાપ કાપી પરમ શાંતિ સ્થાપતા;
શાંતિ કાન્તિ મુક્તિધામ મંગલકર આપ્તકામ;
ગૌરી તનય શ્રી ગણેશ પાવનકર આદ્ય શરણ—ઇન્દુ.

ઝાળાઓ— ૨

સ્વર્ગવાસી વીરલાનો તમે સુણજો સંદેશ;
અખીલ વિશ્વમાંહિ ઉજ્વળ તમારો આ દેશ;
ભૂલ્યા પાવનકર પૂર્વજનો મંગલ ઉદ્દેશ—

રામ કૃષ્ણનાં સંતાન તમે કહાવો,
વીર અર્જુનની યાદ કંઇક લાવો,
બાણ શૈય્યાપર ભીષ્મે દીધેલા ઊપદેશ—
સ્વાતંત્ર્યતણી ભાવના ખીલાવો
પરતંત્રતાની બેડીઓ હઠાવો
દેશ દેશને સુણાવો વિજયના સંદેશ—

કન્યાઓ— ૩

ઉજળાં છે આર્યબાળા મંદિર સરસ્વતીના.
જીવન કરે રસાળાં મંદિર સરસ્વતીનાં
કુમળાં હૃદયને ખીલાવતા શીયળ સુવાસ સુહાવતાં,
જડતા જીવનની હરતાં મંદિર સરસ્વતીનાં—
શીક્ષણ વિના સેવા નહીં સેવા સમાજની ભાવના,
જો અભણ અબળાઓ રહે અધુરી સ્વરાજ્યની ભાવના
સ્વરાજ્ય મંત્ર દેતાં મંદિર સરસ્વતીનાં—

કન્યાઓ— ૪

વિદ્યાલયમાં શીક્ષણ પામી ડીગ્રી ડીગ્રી લેશું—આપણ
સમાનતાના હક મેળવવા ભારે લડત લડીશું
આપણુ સ્વતંત્રતા વરશું—

પ્રીમેલ બેરીસ્ટર બની ફાંકડી હાઇ કૉર્ટમાં જાશું
મોટા જડજનાં માન મુકાવી હીયર હીયર કરશું—આપણ
નવીન કાયદા નવીન સ્મૃતિઓ નવીન પુસ્તકો રચશું
સ્પેશીયલ પાર્લામેન્ટ ભરીને પુરૂષ વર્ગ પરહરશું
પુરૂષને બૉયકૉટ કરશું—આપણ

શારદા અને ગુણવંત— ૫

અણમોલ પળ વીતી જતી અણમોલ કાં ઉભા રહ્યાં !
એંધાણ શાં આપું હવે વેચાણ દીલનાં થઇ ગયાં;
નીશાનીઓ શાની આપું હવે શ્યામ !
આપ પૂછો દીલને છો દીલના દીલારામ—
ભાવનાની ભક્તિ તમે સ્નેહથી સ્વીકારી
પ્રીતિ પૂજારી તમે બાલા ઉપકારી
આજે ઉદય થયો ભાણુ—જીવનમાં આજે ઉદય થયો ભાણુ-

વારાંગનાઓ— ૬

દેખોરી એક બાલા જોગીદ્વાર તેરે માઇ આયો હય;
વ્યાઘ્રાંબર પીતાંબર સોહે ગલે નાગ લીપટાયો હય—
ભીક્ષા લેકર આઇ નંદરાની શંકર શીશ ધુનાયો હય;
લેઓ ભીક્ષા જોગી જાઓ આસનપે મેરો બાલ ડરાયો હય-

ના ચ'હીયે તેરી દોલત દુનિયા ના ચાહીયે તેરી કાંચન માય
અપને ગોપાલકો દર્શન પાઉં મેરે ગુરૂને બતાયો હય—
લે બાલક આઈ નંદરાની અપને ગોદ બીઠાયો હય;
સેવા કરી ચરણામૃત લીનો શૃંગી નાદ બજાયો હય—
(સૂરદાસ)

## છોકરાઓ અને મનોહર—૭

કાકો છે કુકડોને કાકી કબુતરી જામી મજાની શી જોડ્ય;
એ ખોલકાઓ ઝાઝી મૂકો માથા ફોડ્ય—
સુંદરી કાકી ચંબેલીનો છોડ, જોડ્યમાં કાકો છે ભેંશ્યોની કોડ્ય
કેવી રીતે! —હાં—હાં હાં— ખોલકાઓ
જોજો બેટમજી જામે શું જોડલું રાધા કનૈયાના કોડ
વાંહળી વગાડીને રંગે રમાડશું—
ભૂલી જાશે ભવની ખોડ્ય—

## મનોહરદાસ અને રસીકલાલ—૮

ગુડ બાઇઓએ ઘર ઘાલ્યું ભાઈ તોય ન પડતી ગમ
આંગણું લેતાં ઘર ખોઇને થઇ બેઠા ભારે બમ—
સુધર્યા નહીં પણ ઉધરી હાલ્યા હાંક્યું બમે બમ
પોક્યું હીમાળે હીન્દુપણું ભાઇ તોય ન ભાંગ્યો ભરમ—

જૂના પૂરાણા રીત રીવાજો હવે તજો હરદમ
ધર્મ નથીંગ સમર્થીંગ સુધારા હવે કરો વેલકમ—
શેકેન્ડ કરતાં રામનું નામ શું લેતાં લાગે શરમ
દાઝ ધરો કાંઇ દેશની બોલો વંદેમાતરમ્ ! —

મનોરમા— ૯

ઉરના અબોલ બોલ ઝીલતાં બતાવો,
મુગ્ધ હૈયાંની વાસના શમાવો કોઇ !
અનુરાગ તણા બાગ મહીં ઝુલતાં ગુલાબ,
રડે બુલબુલની બાળા મનાવો કોઈ—
ખીલે ચંદ્રિકાને ટહુકે કોકિલા ઉરે,
ઉઠે કામ તણી જવાળા બુઝાવો કોઇ—
પગલે પગ્ન ઉઠે ઉંડા ગહન ગુંચવણી થાય;
નવ નવ તર્ક થતા ઉરે નવ સમજ્યા સમજાય.
સુખીયા સંસારમાં આ દુખીયાના બેલી,
દીન બાળાના પંથને બતાવો કોઈ—

છોકરીઓ— ૧૦

છાણાં વીણવા ગઇતી મુજને વીંછુડે ચટકાવી જો
મરી ગઇ મરી ગઇ અરરર રરર
ઉતાર મારો વીંછુડો હું મરી છેલડા મરી—
જેઠજી ઉતારે મુજને લાજ ઘણેરી આવેરે—મરી ગઇ

સસરોજી આવી ઊભા છે મન મારૂં શરમાયેરે—
પરણ્યોજી ઉતારે મુજને ટાટી લ્હેરો આવેરે
જીવી ગઇ જીવી ગઈ અહાહાહા, જીવી છેલ્લડા હું જીવી—

શારદા— ૧૧

ક્યાં જઇને સંભળાવે !
રે વાત દીલની કુમારિકા ક્યાં જઇને સંભળાવે—
જાણી અજાણી સંસારથી કુમારિકા;
પારધીને પીંજરીયે પૂરીને સારિકા;
નિર્દય નેહ જણાવે—રે વાત.
વરવું કન્યાને, વડીલ વર ખોળે;
આશાનાં નાવ ચડે સાગરની છોળે;
પીયરીયાં પીડા પતાવે—રે વાત

શારદા— ૧૨

હૃદયના રસીક અતિથિરાજ !
છો મન ગમતા મહારાજ—
નયન સલુણા આજ થકી મારી તમ ચરણે છે લાજ;
તન મન ધન અમે અર્પીએ અમ પ્રિયતમ પ્રેમને કાજ—
ભર દરીયામાં નાવ અમારૂં, મળ્યા સુકાની આજ;
આશા અંબર જેટલી મારે તમથી છે રસરાજ—



# અંક બીજો.



વારાંગનાઓ— ૧૩

ગૌના કર લાયે મોહે મંય ભોલી ભાલી બાલ;
રીત પ્રીત સમઝું નહીં, મોહે ભયે હુય ચોદા સાલ.
ફૂલોંકી સેજરીયાંપે સોઈથી વહુાં આય ગયો,
રાજના સાજના નીંદસેં જગાય દીની—
મીઠી મીઠી કરકે બતીયા, રાજને સમઝકે રતીયાં;
ડારોકર છતીયાં મતિયાં મોરી મુરઝાય દીની—
સ્વેદમેં ભીજાય દીની ગલે લપટાય લીનં,
હારી મંયતો બીનતિ કરકે બારા જોરી મોંસે કીની—

મનોરમા— ૧૪

બહુ ફરી ફરી જોયું જુઠું જગત શાન્તિનું સ્થાન જણાયું નહીં
જુઠી આશ નિરાશે જાળ પ્રસારી, જીવનની શાન્તિ હરાઈ રહી—
ગુલાબી નિદ્રાની હોંશ ધરી ત્યાં કંટકે શૈય્યા છવાઇ રહી
આશ ધરી આકાશ ઉડું ત્યાં અધવચ પાંખો કપાઇ ગઇ
ગયાં સ્વપ્ન સોનેરીને સ્નેહની સૃષ્ટિ, વિદ્યા અવિદ્યા સમાણી થ
આશા મંડપ ખીલતી વેલી ઉગી ન ઉગી સૂકાઈ ગઇ—

મનોહર અને મનોરમા— ૧૫

વ્હાલાં કહું વ્હેવારની બે વાત આ અણમૂલ છે,
અભિમાનથી ન સંભળો તો આ તમારી ભૂલ છે;—



મનમાનતું મળતું નથી કોઇને બધુંય સંસારમાં,
ખામીમાં ખામી ખોળવી એતો તમારી ભૂલ છે—
કાળા છીએ રંગે અમે પણ કાળજાં કાળાં નથી,
તેનીયે કીમ્મત ના કરો તો આ તમારી ભૂલ છે—
છોડી અમે શ્રી રામને જપીયે તમારા નામને.
તોયે ન રાખો નેડલો તો જીવતર અમારૂં ધુળ છે—



મીઠા અમી આપો નહીં તો ચાહ એ શા કામનો;
આ પાઇ; બાળો કાળજાં એતો તમારી ભૂલ છે—

શારદા અને સખીઓ— ૧૬

ઘેરી ઘેરી આવે ઘટાકારીરે—સાહેલડી.
કોયલ પુકારે ડાળી ડાળીરે—સાહેલડી.
સુંદર મનહર આમ્ર તરૂપર શુક સારિકા બોલે
આછી આછી આ આમ્ર મંજરી સમિર લહરથી ડોલેરે—

યૌવન હીંચે હીંચોળેરે સાહેલડી,
તવ ચિત ચડયું ચકડોળેરે સાહેલડી—
મર્મ વેદના અતિશય થાતી મર્મ વચન કાં બોલે
નવ સુંદર તન બાગ ખીલ્યો મન માળી મનોહરે ખોળેરે—
અલબેલડી સાહેલડી રસવેલડી સાહેલડી—

શારદા અને સખીઓ— ૧૭

આલી આતે શી બીમારી! મદમાં ભાન ભૂલવનારી;
જાઓ જાઓ ના લજાઓ બોલો બોલ શું અવિચારી!
સાચું બોલ કામણગારી નયને કેફ ચડયો શો કારી!—
ઉરજ ઉછાળા અવનવા ચાળા અધીરી બની તું બ્હાવરી બાળા
વાત વાતમાં છણુક વસી કયાં ગઈ સરલતા તારી—
બે દરદી એ દરદ ન જાણે પ્રેમની પીડા પ્રેમી પીછાણે
સમઝાશે તમને, થતાં કોઈ રસીક પ્રીતમની પ્યારી—

બચ્ચાંઓ— ૧૮

અય ખાકે હીન્દ તેરી અઝમતમેં કયાં ગુમાં હય,
દરિયાયે ફેઝે કુદરત તેરે લીયે રવાં હય—
ગૌતમને આબરૂદી ઇસ માબદે કુહનકો,
સરમદને ઇસ ઝમીંપર સદકે કીયા વતનકો,

અકબરને જામે-ઉલફત બખ્શા અન્જુમનકો,
સીંચા લહુસે અપને રાણાને ઇસ ચમનકો—
બરસોંસે હો રહા હય બરહમ સમા હમારા,
દુનિયાસે મિટ રહા હય નામો નિશાં હમારા,
ગુંચે હમારે દીલકે ઇસ બાગમેં ખિલેંગે,
ઇસ ખાકસે ઉઠે હય ઇસ ખાકમેં મિલેંગે—

( એક પ્રખ્યાત રાષ્ટ્રગીતમાંથી )

## મનોહર અને જમનો— ૧૯

અજબ સલુણી મરી મરઘાનેણી તે વાલમ વશ કીધોરે-તે વાલમ
નયન સલુણા મારા ઠાનકોઠીલા મેંતો આજ સુધારસ પીધોરે—
મને ઘરવાળીએ દગો દીધો—તમ પાછળ જોગ મેં લીધો!
ચાલો પ્રીતમ જઇ કુંજ સુહવીયે, બંસી બજવીયે રાસ જગવીયે
આધીન થયો તને હું અલબેલી લ્હાવ અનુપમ લીધોરે-તે વાલમ
ઘરની બૈયર મને રોજ સતાવે, ભેંશ ભડકી હોય એમ ભડકાવે
ભણી ગણી પણ ભીંત ભૂલી એણે મનખો એળે કીધોરે—

## મનોરમા અને મનોહર— ૨૦

મીઠાં લાગે મીઠલડી તારાં વેણુલાંજો
મારા કાળજામાં કાંક કાંક થાય થાય જો
વ્હાલી મને વ્હાલ કેરા ઘુંટડા ભરાય જો

તારા સમ છે તારી પાછળ હું ઘેલો થયો જો
એનાં મધુર વચન મર્મને ખોલાવતાં જો
સરલ રસીક ભાવ દીલડું ડોલાવતા જો
એની વાણીમાં મીઠાશ ગ્રામ્ય જીવનના ઉલ્લાસ
આજે હૈડે આવે ભાવનની ભરતીઓ જો—
વાતે વાતે વીતી જાશે વ્હાણલાં જો
બહુ તાણ્યે તૂટી જાય ભર્યાં પાણીડાં સૂકાય
છોગાળાં તમે મનના મેલો આમળા જો—



# અંક ત્રીજો.



વનિતાઓ— ૨૧

શ્રી હરિ વિશ્વ વિધાતા
ત્રાતા તવ સ્મરણુ સદા સુખદાતા—
જલ સ્થળ નભમાં વાસ તમારો
અણુ અણુ માંહિ પ્રકાશ તમારો
અભરણુ ભરનારો ભવ ત્રાતા—

છોકરીઓ— ૨૨

દુઃખીને દીલાસો દેતો રંકનો બેલી ભલી ભાળ લેતો,
સૂનાં આંગણાં શોભાવે મારો રેંટીયો રૂડો—
દેશ ઉદયના જાણો ઝીણા ઝીણા તાર એના;
નિર્ધનને ઢાંકયાં રાખનારો મારો દેવ એતો—સૂનાં
જીવનના મંત્ર જેવા ઝણુ ઝણુકાર એના,
ભારતનું ભાવી એ ભણાવે ખરો ધર્મ કહેતો—સૂનાં
ચક્ર સુદર્શન જાણો શ્રી ઘનશ્યામનું એ,
દેશની લક્ષ્મી રોકનારો રખેવાળ રહેતો—સૂનાં

મનોરમા— ૨૩

ચહો જો ભારતનાં સંતાન જગતમાં ભારત આબાદી
તમે અંગે ધરો ખાદી
દેશ ઉદયની તજો નિરાશા હવે બનો આશાવાદી—
વિદેશનાં તમે મોહ તજ્યા નહીં કરી દેશની બરબાદી—
કલંક કાળાં દૂર કરો એ પાવન કર પહેરો ખાદી—
આ દેશ ભારતવર્ષ છે જ્યાં પ્રથમ અરૂણોદય થયો,
અસ્તાચળે તમ ભાગ્યનો ભાનું અરે આજે ગયો,
પ્રાચીન કલામંદિર તમારૂં તેજ હીણુ દેખાય છે,
કારણુ તમારી સંપત્તિ પરદેશમાં વહી જાય છે;
લોકમાન્યના વીરવચનની કાંઈક ધરો ઉરમાં યાદી—

રસીકલાલ અને રસીકા— ૨૪

રે આવો રસીયા મારા આકુંજ રસથી ભીનો
કરમાશે કાયા તારી તું ચાલ ધીમી ધીમી—
મોઘાં જોબનીયાં તારાં અમને જીવન દેનારાં,
તમ ચરણે અર્પણ પ્યારા પ્રીતમજી પ્રાણ મારા—
નિશદિન આધીન રહેનારો શ્યામ હું સેવક તારો,
શાને શરમાવો સ્વામી સમજી હું ધર્મ અમારો;
.................. ..................છું દાસી પ્રાણપતિની—

## રસીકલાલ અને રસીકા—૨૫

તમે જોજો ન વાયેદા વીતાવજોરે
પીયુ પહેલી પેસેંજરમાં આવજો.
હાર તોરાથી સ્વાગત શોભાવજોરે—પીયુ.
સીલ્કની કીનાર કોઈક વાયલ અછેરાં,
કોઈકે નવા નાટકના અચ્છા ઓપેરા
થોડાં હેન્ડબીલ હેરઓઈલ તણાં લાવજોરે—પીયુ.
એક હારમોનીયમ પેરીસનું લાવજો
આવવાનો તાર મને આગળથી આપજો
તમે સામાં સ્ટેશનપર સીધાવજોરે—પીયુ.



# જાહેર ખબર.

નીચે લખેલાં પુસ્તકો શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજનો જ્યાં મુકામ હોય ત્યાંથી રોકડી કીંમતે મળશે, વી૦ પી૦થી મોકલવામાં આવશે નહીં.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | વીર ઘટોત્કચ નાટકનાં ગાયનો | | | ૦–૪–૦ |
| ૨ | વીર વિજય | ,, | ,, | ૦–૪–૦ |
| ૩ | ઓડાણો | ,, | ,, | ૦–૪–૦ |
| ૪ | વનરાજ | ,, | ,, | ૦–૪–૦ |
| ૫ | વિજય લક્ષ્મિ | ,, | ,, | ૦–૪–૦ |
| ૬ | કુમારપાળ | ,, | ,, | ૦–૪–૦ |
| ૭ | શંકરાચાર્ય | ,, | ,, | ૦–૪–૦ |
| ૮ | શકુંતલા | ,, | ,, | ૦–૪–૦ |
| ૯ | વીર કુણાલ | ,, | ,, | ૦–૪–૦ |
| ૧૦ | કુસુમચંદ્ર | ,, | ,, | ૦–૪–૦ |
| ૧૧ | પૃથ્વીપુત્ર | ,, | ,, | ૦–૪–૦ |

માલેક,

શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.